વર્નાક્યુલર ટેક્સ્ટ બુક્સ રીવિઝન કમિટીએ સુધારેલી.

# गुजराती त्रीजी चोपडीना अर्थ.

મુંબઈ બેટની તથા મુંબાઈ ઈલાકાની ભુગોળનો સાર.

બનાવનાર

તથા

છપાવી પ્રસિદ્ધ કરનાર

ડાહ્યાભાઈ જગજીવનદાસ.

નવી સુધારેલી આવૃત્તિ પહેલી.





કીમત ૪ આના.

મુંબઈ;
"તત્ત્વવિવેચક" પ્રેસ.

# ગુજરાતી ત્રીજી ચોપડીના અર્થ.

### પાઠ ૧ લો.

બાળપોથી-નાના છોકરાને ભણવાની ચોપડી.
મૂળાક્ષરો-સ્વર અને વ્યંજન
બારાખડી-ક્રમના પાઠો.
રમુજી-આનંદ થાય તેવા.
લાભ-ફાયદો.
જ્ઞાન-સમજ.
ડાહી ડાહી-શીખામણ લેવા લાયક
શિખામણ-બોધ.
પદાર્થ પાઠો-વસ્તુઓની સમજના પાઠ.
વિષે-સંબંધી.
જોગ-લાયક.
સરસ-સારી.
ઉમંગથી-હોંશથી.
આનંદ-ખુશાલી.
હોશીયારી-ચાલાકી.
વાર્તાઓ-વાતો.
બારીક-ઝીણી.
મુકાબલો-સરખામણી.
અધિકારી-ઉપરી.
માહીતી-સમજણ.
શરૂ કરી-શીખવા માંડી.
મઝાની-સારી.
રસીલી-મઝા પડે તેવી.
પુસ્તકો-ચોપડીઓ.
સંબંધીના, વિષે.
નદી-મીઠા પાણીનો રેલો પર્વતમાંથી નીકળી સમુદ્ર કે સરોવરને મળે તે.
દરીઆ-સમુદ્ર, સાગર.
મેદાન-સપાટ જમીન.
સાદા-સહેલા.
નમુના-આકાર, ઘાટ.
સામાન્ય-રોજ વપરાતી.
વર્ણન-હકીકત.
સોદો લેવા-ખરીદ કરવા.
છેતરાશો-ઠગાશો.
ઉતાવળ-ઝડપ.
ખાતરી-તપાસ.
આળસ-સુસ્તી. [નાનું.
પોપટીઉં-સમજણ વિ-

### પાઠ ૨ જો ભાગ ૧ લો.

ગુજરાતી - ગુજરાતીમાં વપરાતી ભાષા.
લિપિ-ભાષા. [શાસ્ત્રી
બાળબોધ - બ્રાહ્મણી.
પંડિતો-વિદ્વાનો.
અંક-આકડા.
અળવુ-હ્રસ્વ ઉ અને દીર્ઘ ઊ.
વરડુ - હ્રસ્વ ઇ અને દીર્ઘ ઈ.

### પાઠ ૨ જો ભાગ ૨ જો.

નીપજે-થાય. [લખનાર.
લહીઆ-ઝડપથી સારૂં
લાલચ-લોભ.
લપટાવું-વળગવું [રોગી.
નર્યા-રોગવિનાના, નિ-
શ્રદ્ધા-વિશ્વાસ.
ઉદ્યોગી-મહેનતુ.
ચેન-ગમત, સુખ, નિરાંત.
ફક્કડ-શોખીલા, છેલ.
ઠાઠ-ડોળ, ભપકો.
અજુગતું-પ્રસંગવિનાનું.

માઠું - ખરાબ. [ખતના.
આગલના-પહેલાના વ
વિદ્યાભ્યાસ-ભણતર.
છેલ્લે-છેવટે.
તરેહના જાતના.

પાઠ ૩ જો.

ઘરડો-બુઢ્ઢો.
ટટ્ટુ-નાના ઘોડા.
મૂર્ખ-અક્કલ વિનાના.
હડહડતો-ખરેખરા પૂ-
રેપૂરો
કળિયુગ-ખરાબ વખત.
જુવાન-ઉમર લાયક.
થોડેક દૂર-જરા છેટે
બુદ્ધિ-અક્કલ. [ખતમા
ખરે બપોરે-તાપના વ-
હિંડાડે-ચલાવે.
મોજથી-આનંદથી.
મુસાફરી-દેશાટણ.
ખખુંપાન-ઘરડો, મરવાને થોડો વખત બાકી હોય તેવો.
ફીકર-ચિંતા.
શરમાઈ-લાજવાઈ.
જોસબધ-ઝડપથી.
શ્રાવક-જૈન ધર્મી.
સંઘ-ટોળું.
દયા-રહેમ.

ઘાતકી-દયા વિનાનો, નિર્દય.
ઉઠાવી-ઉપાડી, ઉંચકી.
હાટ-બજાર
જલદી-તાકીદે.
વાખરાઈ-વેરાઈ.
તોફાન-મસ્તી.
ફીકે-ત્રીસે.
પસ્તાયા-ખેદ પામ્યા.

પાઠ ૪ થો.

પરગજુ-પરોપકારી.
ધણી ધણીઆણી-સ્ત્રી પુરૂષ.
બાળક-છોકરૂં.
ઈશ્વર-પ્રભુ.
ભક્તિમાં ભજનમાં.
ગાળતા-કાઢતા.
કૃપાથી-મહેરથી.
પુત્ર-છોકરો.
નરસિંહ ચૌદશ-ભગવાને નરસિંહ અવતાર લીધેલો તે દિવસ.
ભંડાર-ખજાનો,
ઉપકાર-પાડ.
ગુજરી ગયા-મરીગયા.
ઉછેરવા-પાળવા.
સલાહ-શીખામણ.
અસર-લાગણી.

નીવડ્યો-થયો.
માનીતો-વહાલો.
માઠું-ખરાબ.
ઇચ્છે-ચહાય.
સાંઢ-આખલો.
અંતઃકરણમાં-દીલમાં.
એકદમ-તરત. [લુગડું.
ફેંટો-માથે બાંધવાનું
ઘા-વાગેલું. [આપી.
વખાણ કર્યાં-શાબાશી
વૈદ-દેશી ડાક્ટર.
આશ્ચર્ય-નવાઈ.

પાઠ ૫ મો.

કુટુંબ-સગા વહાલાં.
ગુજરાન-પોષણ.
ધંધે-રોજગારે.
પ્રીતિ-પ્રેમ
લગ્ન-વિવાહ.
ઉભરાઈ-છલકાઈ.
ખડ-ઘાસ.
આશીશ-આશરવાદ.
ખૂંચેલો-કચોટી બેઠેલો.
ટંગાવી-લટકાવી [ગાત.
ઇનામ-બક્ષિસ, ભેટ, સો-
થોભાય-ખોટી થવાય.
ધાડું-ગીચ.
ચોર-લુટારા.
જંગલી-ફાડી ખાનાર.

પ્રાણી જનાવર.
બીક-ભય
ઇજા-પીડા, દુઃખ.
સહીસલામત-સુખરૂપ.
સામેલ થયો-ભળી ગયો.

### પાઠ ૬ ઠો.

અદલ-ખરો, વાજબી.
ઇનસાફ-ન્યાય.
હાલત-સ્થીતિ [ક્યાની.
ગામઠી-મહેતાજીની, પ-
હમેશ-રોજબારે.
વળગ્યો-લાગ્યો.
અકલવાળો: બુદ્ધિશાળી.
નશીબદાર ભાગ્યશાળી
ફાવતો ગમતો.
ખરીદ્યા પૈસાના લીધા
આબરૂ-માન, પ્રીતિ.
નાલાયક પુત્ર.
સલાહ-કહ્યાપ્રમાણે.
વર્તીશું-ચાલીશું.
કબુલાત-વચન.
દહાડોપાણી-મરણક્રિયા.
તોડ-નિકાલ.
વાહવાહ-વખાણ.

### પાઠ ૭ મો.

પરમેશ્વર-ઇશ્વર.
સઘળુ-બધુ. [ળીઆમાં.
પોળમાં-મોહલ્લામા, ફ-
લખોટે-ગોટીએ.
સુશોભિત-સુંદર, રૂપાળો.
અટકાવ્યો-વાર્યો
નજીવી-નાની, નમાલી.
ટેવ-આદત.
સજા-શિક્ષા.
આસપાસ ચોતરફ.
આકાશમા-ગગનમા.
અંતરમાં-મનમા.
આભાસ-તેજ, પ્રકાશ, અજવાળું.
ચાસ-ખેતરમા કરેલા હળના લીટા.
વિશ્વપતિ-દુનિયાનો ધણી પરમેશ્વર.
વાસ-રહેઠાણ.
ભોયરે-ભોયમાં ઉંડું ખોદીને બાંધેલો ઓરડો.
ઘડીએ-રચીએ, કરીએ.
ઘાટ-ખરાબ વાત.
તાત-બાપ, ધણી.
ખાલી-નકામી.
કણી-રજકણ.
કામ-માટે.
ઠામ-ઠેકાણું.

## કવિતાના અર્થ.

### (૧)

**અન્વય**—(આપણી) આસપાસ, આકાશમાં, અંતરમાં (ઇશ્વરનો) આભાસ (છે, અને) ઘાસ ચાસની પાસ પણ વિશ્વપતિનો વાસ (છે).

**અર્થ**—આપણી ચારે તરફ, ગગનમા અને આપણા મનમાં ઇશ્વરનુ તેજ છે અને ખડ અને ખેતરોમા કાઢેલા હળના લીટાની પાસે પણ પરમેશ્વરનું રહેઠાણ છે.

( ૨ )

**અન્વય**—ભોંયમાં ભોયરે પેસી, કાંઈ વાત કરીએ ( અને ) મનમાં ધાટ ઘડીએ તે જગના તાત જાણે.

**અર્થ**—જમીનની અંદર બાંધેલાં ઘરમા પેશીને કંઈ વાત કરીએ અને મનમા કોઈનું શું કરવાનો વિચાર ગોઠવીએ તે પણ દુનિયાનો ધણી પરમેશ્વર જાણે છે.

( ૩ )

**અન્વય**—( એક ) કણી મુકવા કામ ખાલી જગ્યા ખોળીએ ( પણ ) ક્યાંએ તું ઝગઝગતો વિના ( નું ) ઠાલુ ઠામ ન મળે.

**અર્થ**—એક રજકણ મુકવા માટે પરમેશ્વર વિનાની ખાલી જગ્યા શોધીએ પણ કોઈ જગ્યા પરમેશ્વર વગરની ખાલી મળે નહી.

---

**પાઠ ૮ મો.**

ઇશ્વર—પરમેશ્વર.
સ્તુતિ ઇશ્વરનાં વખાણ
વિશ્વસ્વામી – જગતના
ધણી.
શીશનામી—માથું નમાવી
દયાળુ—કૃપાળુ.
આપદા—દુખો.
ઉગારો—બચાવો.

દીનાનાથ-ગરીબ નિવા
જ, ગરીબના બેલી.
આધાર-આશરો. ટેકો.
માત તાત—મા બાપ
પાળનારા—પાળણ કર્તા.
કીધા છે—કર્યાં છે. [પાડ.
ઉપકારો—ગુણો, ફાયદા.
રંક—ગરીબ. [નાના.
અજ્ઞાન—સમજણ વિ
તુ થી—તારાથી.
અજાણી—જ્ઞાન બહાર.

ક્ષમા—માફ
વાંક—કસુર, ગુન્હો.
મતિ—અક્કલ.
છેક—બીલકુલ [ગવું તે.
પ્રાર્થના—ઇશ્વર પાસે મા-
દીલધારો—મનમા લ્યો.
કુટુંબી—સગાવહાલા.
સદા—હમેશા.
ભક્તિ—ભજન.
શક્તિ—જોર.
નિવારો—ટાળો.

---

## કવિતાના અર્થ.

( ૧ )

**અન્વય—અહો ! દેવના દેવ ! હે ! વિશ્વસ્વામી ( પ્રભુ ) હું શીશ નામી આપની સ્તુતિ કરૂં ( છું કે હે ! ) દયાળુ પ્રભુ આપદાથી ઉગારો. ( હે ! ) દીનાનાથ તું મારો એક ( જ. ) આધાર ( છે ).**

**અર્થ**—હે ! દેવના પણ દેવ હે ! જગતના ધણી પ્રભુ હું માથું નમાવીને તમારા વખાણ કરૂંછું. હે ! દયાવાળા ઇશ્વર મને દુઃખોથી બચાવો હે ! ગરીબોના બેલી મારે ફકત તારો એકલાનોજ આશરો છે.

(૨)

**અન્વય**—( હે ! ) પ્રભુ ! આપ મારા માતને તાત છો, તમે સદા સર્વને પાળનારા છો, તમે ( અમારા ઉપર ) કરોડો ઉપકારો કીધા છે. હે દીનાનાથ

**અર્થ**—હે ! પ્રભુ ! તમે મારા માબાપ છો તમે હમેશાં બધાના પાલણ કર્ત્તા છો અને તમે અમારા ઉપર કરોડો ગુણ કર્યા છે. હે ! ગરીબના બેલી.

(૩)

**અન્વય**—હું રાકનો રાંક અજ્ઞાન પ્રાણી છું, મારી કશીવાત તુંથી અજાણી ન (થી) હે ! દયાળુ ! મારો વાંક ક્ષમા કરો. હે દીનાનાથ.

**અર્થ**—હું ગરીબનો ગરીબ અને સમજ વિનાનો પામર પ્રાણી છું મારી કોઇપણ વાત તારી જાણ બહાર નથી હે ! દયાવાળા પ્રભુ ! મારો ગુન્હો માફ કરો. હે ગરીબના બેલી.

(૪)

**અન્વય**—અમે બાળકો હાથ જોડી બોલીએ ( છીએ કે ) હે ! પ્રભુ અમારી મતિ છેક થોડી ( છે ) દયા લાવીને દીલ ( મા ) પ્રાર્થના ધારો. હે દીનાનાથ.

**અર્થ**—અમે બધા બાળકો હાથ જોડી કહીએ છીએ કે હે ! પ્રભુ ! અમારી બુદ્ધિ ઘણી ઓછી છે માટે રહેમ આણીને અમારી માગણી મનપર લ્યો. હે ! ગરીબના બેલી !

(૫)

**અન્વય**—( હે ! પ્રભુ ! ) અમે ને અમારાં જે કુટુંબીજનો (છે તે ) સર્વ શરીરે સારાં સુખી રહીએ ( અને ) આપ સદા સારા વિચારો આપજો. હે !, દીનાનાથ !

અર્થ—હે પ્રભુ ! અમે અને અમારા જે સગાં વહાલા છે તે સર્વે શરીરે સારી રીતે સુખી રહીએ એમ કરો અને અમને હમેશાં સારા વિચાર આપો હે, ગરીબ.

( ૬ )

અન્વય—મેં કાંઇ ( પણ ) આપની ભક્તિ કરી નથી. આપના ગુણ ગાવાની ( મારામાં ) શક્તિ નથી ( તો ) દયા લાવી દાસ દુઃખ નિવારો. હે દીનાનાથ.

અર્થ—હે ! પ્રભુ ! મેં આપનું કાંઇપણ ભજન કર્યું નથી. તમારા ગુણ ગાવાનું મારામાં જોર નથી તોપણ કૃપા કરી સેવકના સંકટો ટાળો હે ગરીબના બેલી પરમેશ્વર મારે ફક્ત તારા એકલાનોજ આશરો છે.

---

**પાઠ ૯ મો.**

સિંહ ફાડીખાનાર ભયંકર જનાવર.
ઉંદર--ઘરોની અંદર રહેનાર નાનું પ્રાણી.
દર—નાના પ્રાણીને રહેવાના ઘર.
ભાયે-બીને.
ઉનાળો ગરમીની મોસમ
સપડાયો પકડાયો
કાલાવાલા કરગરવું, આજીજી
ગુનો—પાપ.
માફ ક્ષમા
આફત-સંકટ.
સેવક,—દાસ, ચાકર.
હાજર- રજુ
જીવતદાન-પ્રાણની બક્ષીસ
મગરૂરી બડાઇ.
ભાન-સમજણ
વેળા-વખત.
શિકારી- પારધી.
જાળ-પ્રાણીઓને પકડવાને ગુંથેલી દોરીઓ.
ફાંફાં વલખા
અકળાયો—ગભરાયો.
બુમો—બરાડા
એકદમ—ઝટપટ
બદલો-માઢુ .
સેવા-ચાકરી.
બજાવશે—કરશે.
કાપી-કાતરી.
મદદ-સહાય.
સાંભરતી યાદ આવતી
ગર્વ અહંકાર, મગરરી.
બેવડા-બમણા

**પાઠ ૧૦ મો.**

પ્રમાણિક સાચવટવાળો
વેપારી દુકાનદાર.
ઘરાક- ખરીદદાર
કિમત—મુલ્ય.
છેતરતો—ઠગતો.
શાખ -વટ, વહેવાર, આબરૂ.
ઠરાવ્યા -પરઠયા.
ઉતર્યો આવ્યો.
લોભાતા લલચાતાં.
પોલિસ રૈયતની સંભાળ રાખનારા માણસો.

થાણુ—ગેટ ; ચોકી.
અમલદાર—ઉપરી.
ફરજ—જરૂર
કમાયો—રળ્યો.
લાભ—ફાયદો.
વૃદ્ધ—ઘરડા.
ભાઇબંધી—દોસ્તી.
કાશી—બનારસ.
પ્રથમ પહેલા.
આગ્રહ- તાણ.
કોલેરા—ઉલટી અને ઝાડાનો રોગ.
મુશકેલી—મુસીબત.
વિધવા—રાંડેલી સ્ત્રી.
ધન્ય—શાબાસ.

## પાઠ ૧૧ મો.

ગુજરાન—પોષણ.
ચલાવતા - કરતા.
ભારી સખત.
તુરંગ- કેદખાનું, જેલ.
છંદ- ટેવ, લત. આદત
જાપ્તો—બંદોબસ્ત.
લાગ- દાવ
ધનવાન—પૈસાદાર.
વિકટ—બિહામણી.
રાહ—વાટ. [સાદાર.
તાલેવંત—નસીબદાર, પૈ-
ભુંડુ—ખરાબ.
તાક્યુ—ઇચ્છયું. [પ્રાણી.
મગર—પાણીમા રહેનાર

## પાઠ ૧૨ મો.

યુધિષ્ઠિર—ધરમ રાજા.
ક્ષમા—માફી.
ક્રોધ ગુસ્સો, કોપ.
વર્તણુક- ચાલ.
પીતરાઇ—કાકાનાછોકરા
સહન થઇ શક્યુ—ખમાયું
ઝેર વિખ
ઉપાય—ઇલાજ. [વિલા.
લાખના—લાખવડે બના-
ફાવ્યો—ઉપાય ચાલ્યો.
ફોસલાવી—પટાવી.
જુગાર—જુગટું.
દગો—છેતરપીંડી
ફરજ—જરૂર.
ગાળવા—કાઢવા, ગુજારવા.
રૂચતી—ગમતી.
ખરે—સાચે.
નીચ—દુષ્ટ.
નીચપણુ—દુષ્ટતા.
આનંદ—ખુશાલી ; મજા.
ગંધર્વ—દેવતાના ગવૈયા.
સહન કરતા—વેઠતાં.
લાગણી—અસર.
અપકાર—બીજાનુ ભુંડું
કરવું તે.
લુચ્ચા—ખળ.
અદેખા કીનાખોર.
બાકી- કમી.
ગળગળા—છાતી ભરાઈ
આવી આંખમા પા-
ણી આવવા.
આકૃતી—દેખો.
ગુસ્સેથતા—ક્રોધે ભરાતા.
વેરલેવુ—ભુંડાઇનું સાટુ
વાળવુ
ડગવુ—ચળવું.

## પાઠ ૧૩ મો.

ડાહ્યો—અક્કલવાળો.
ન્યાયાધિશ—ઇન્સાફ કર-
નારા અધિકારી.
પારખી—ઓળખી જાણી.
અદલઇનસાફ — વાજબી
ઇન્સાફ.
પ્રજા—રૈયત.
પ્રીતિ—પ્રેમ.
રાજકાજ-રાજ્યનાં કામ.
ચર્ચા—વાતચિત.
સાક્ષી- સાહેદ.
અઘરૂ- કઠણ.
ચતુર—શાણા. [વાપરી.
ઉપયોગ કરી બતાવ્યો-
અચરજ—નવાઇ.
તરવાર—સમશેર.

હુક-મારેલી.
વિચાર્યું-વિચાર કર્યો.
ખરેખરી-સાચી
ગળેપડુ- પારકી વસ્તુ પચાવી પડનાર.
બુરા--ખરાબ ભુંડા.
હાલ-સ્થીતિ, વલે.
સજા-શિક્ષા.

પાઠ ૧૪ મો.

ગૃહસ્થ-મોટો માણસ.
થાકીગયો-શક્તી ઘટી ગઈ.
કુકડીને-મઘીને.
બિચારા-બાપડા.
નિસાસો-શોકથી નીચો સાસ મૂકવો.
સુંદર-શોભિત.
મજા-ગમ્મત.
અભાગીયાના — ઓછા નશીબવાળાના.
નશીબમા-કરમમા,ભાગ્યમા.
કરમાઇ ગયું-વીલું પડી ગયું.
ચતુર-ચાલાક.
હાલત-સ્થીતિ.
ઉપાડો-ઊંચકો.
મૂકવા-મેલવા.
ફરમાવ્યું-કહ્યું
લંગડો-લુલો.
ટેકા-આધાર.
પારકાનો-બીજાનો.
મેવા-ફળફળાદિ.
મિઠાઈ-ગળ્યા પદાર્થ.
કામનું-ખપનું.
પાડ-ઉપકાર.
કાયમ-ચાલુ
મહેનત યત્ન. ઉદ્યોગ.
દરેક-એકએક.
ધ્યાન-ચિત્ત.
કદાપિ-કોઈ દહાડો.
શોધી-ખોળી
જોઇતા-ખપ પડતા.
તંગી-ભીડ.
કપડા-લુગડા.

પાઠ ૧૫ મો.

મહોલ્લા-ફળીઆ, શેરી
મશ્કરી-મજાક,ઠઠ્ઠાચેકડી
નોતરૂં-ઇજન,આમંત્રણ.
રંગીત-રંગેલા.
પાટલો-લાકડાનુ આસન.
છીછરો-ઉંડો નહિ તેવો.
થાળ-થાળી, રકાબી.
ખીર-ભાતને પાણીમા રાંધી ચઢવા આવે ત્યારે દુધ નાખીને બનાવેલો ખાવાનો પદાર્થ.
ચપચપ-ઝટપટ.
મજા-ગમત.
જાણ્યું અજાણ્યું-સમજ્યો ન હોય તેવો દેખાવ.
ભોળા-ઠગાય તેવા.
આગ્રહ-તાણ
ખાતર-બરદાસ.
પીરસેલો-મૂકેલો.
સાદું-બફેલો
મલકાવી હસતું કરી.
સ્વાદે-મજાથી.
ઠીક-સારી
શરમાયું લજવાયું.
સિવાય-વિના.

પાઠ ૧૬ મો.

સત્ય-સાચું.
ચિત-મન.
ચિંતન-મનન.
વાચક-બોલ.
નિશ્ચય-નક્કી.
ઉચરવુ-બોલવું.
અસત્ય-જૂઠું.
બીજ-બી.
વૃક્ષ-ઝાડ.
વિશાળ-મોટું.
ગુણકારી-ફાયદાવાળાં.
આશ્રય-આશરો.
છાંય-છાયા, છાંયડો.

| | | |
|---|---|---|
| પરિતાપ—દુખ. | હટે—ખસે, ઓછી થાય. | હરે—મટાડે. |
| વસે-રહે. | ખુપશે—ઢંકાશે. | અન્ય—બીજાું. |
| આફત—દુખ. | દીપશે—પ્રકાસશે. | અતિ-ઘણું. |
| પ્રગટે ફેલાય. | આય—નુકશાન, ઇજા. | રીઝશે—ખુશી થશે. |
| છળ—પ્રપંચ. | સદાય હમેશાં. | સ્વર્ગ—દેવનું રહેઠાણ. |
| દુષ્ટ-ખરાબ. | વદી- બોલી. | ઝળકીત—પ્રકાશીત. |
| મતિ—બુદ્ધિ. | કલેશ- કંકાસ, સંતાપ. | જશ—આબરૂ. |
| ભય—બીક | અનેક—ઘણી. | જોગ -કારણ |

# કવિતાના અર્થ.

## ( ૧ )

**અન્વય**—સતનું ચિતમા ચિંતનરે કરવું, નિશ્ચય સત વાક્ય ઉચરવું, અસત્ય કામ કદી કરવું નહિ અને જગે જશથી ઝળકીત કરવું.

**અર્થ**—મનમા સત્યનુ મનન કરવુ, નક્કી સાચા બોલ બોલવા, જૂઠું કામ કદી કરવુ નહિ અને દુનિઆમા આબરૂ વડે પ્રકાશીત કરવું.

## ( ૨ )

**અન્વય**— સત બીજથી વિશાળ વૃક્ષ થશે. ( તેના ) ગુણકારી મીઠાં ફળ ઉતરશે. ( અને ) છાય તળે જન આશ્રય કરશે, ( તેથી ) પરિતાપ જતા સૌ સુખ મળશે.

**અર્થ**—ખરૂં બી વાવવાથી મોટું ઝાડ થઈ તેનાં ફાયદાવાળાં મધુરાં ફળ મળશે. અને તે ઝાડની છાયા નીચે ઘણા માણસો આસરો લેશે તેથી તેમના દુખો મટી જઈ બધાં સુખ મળશે.

## ( ૩ )

**અન્વય**—જગનાં સહુ કાજ સતમાં વસે ( છે ) અસતે જન આફતમા પડશે. ( જેમ ) સત સુરજ ( નું ) તેજ ઘણું પ્રગટે ( તેમ ) છળ દુષ્ટ મતિ ભય પામી હટે.

અર્થ--આ દુનિયાના બધાં કામ સત્યના આધારે રહેલાં છે તો ગાન્ન્ય કામ કરવાથી માણસ સંકટમા આવી પડશે. જેમ સત્યરૂપી સૂર્યનું તેજ ઘણું પ્રકાશશે તેમ પ્રપંચો અને નઠારી બુદ્ધિ સત્યની બીકથી નાસી જશે

( ૪ )

અન્વય—કઈ જોગથી સત્ય છુપાઈ જશે પણ છેવટ સત્ય ઉજાસ થશે ( જેમ ) સુરજ કદી વાદળાથી છુપશે. ( તોપણ ) નિશ્ચય ફરી તે ફરીથી ઉગશે.

અર્થ--કદી કોઈ કારણથી સત્ય ઢંકાશે તોપણ આખરે સત્ય ખુલ્લુ થઈ પ્રકાશશે. જેમ સુરજ કદી વાદળાથી ઢંકાય છે તોપણ તે પાછો ખુલ્લો થઈ નક્કી ફરીથી પ્રકાશે છે.

( ૫ )

અન્વય—સતને આદ્ય નથી ( તેનો ) કદી નાશ ન ( થી ) સદાય સત્યવડી જગ જીતવું. નિશ્ચય સત અનેક ક્લેશ હરે. ખરે સત્ય સમુ અન્ય બળ નથી

અર્થ—સત્યને જરા પણ ખામી થતી નથી તેમ તેનો કદી પણ નાશ થતો નથી માટે હમેશા સાચું બોલી દુનિયાને જીતવી. નક્કી સત્ય અનેક સંતાપો મટાડે છે ખરેખર સત્ય સરખું જોર બીજુ કોઈ નથી.

( ૬ )

અન્વય—સતમાં સદાય સાચુ સુખ વસે ( છે ). સતથી વિશ્વપતિ અતિ રીઝશે સત્ય વિના બીજો કંઈ ધર્મ નથી ( માટે ) સતથી સ્વર્ગ-જીતી સદાય રીઝો.

અર્થ—સત્યમા હમેશાં સાચું સુખ રહેલુ છે અને સત્યથી પરમેશ્વર ઘણા ખુશી થશે, તેમજ સત્ય વગર બીજો કોઈ ધર્મ નથી માટે સાચું બોલી સ્વર્ગનાં સુખ મેળવી હમેશા આનંદમા રહો.

### પાઠ ૧૭ મો.

મુસાફર-વટેમાર્ગુ.
રિવાજ-રીત, ટેવ
વર્તમાનપત્ર-ન્યુસપેપર
બાકડો-બેન્ચ, પાટલી
ઉત્તર-જવાબ.
શિક્ષકે-મેહેતાજીએ
તંબુ-લુગડાનું ઘર.
મુસાફરી-તાલુકા કે જીલ્લા
  ના ગામોમાં ફરવું.
વાપરે છે-કામમાં લાવે.
સચાર ઢાળ ટેકરાવગરની
ભરવાડ-બકરાં ઘેટાં ચ-
  રાવનાર
ડુંગર-મોટા ટેકરા, ના-
  ના પહાડ.
રખડે છે-ભટકે છે
ચારો-ઢોરોને ખાવાનું ઘાસ
નેસ-રબારી ભરવાડને
  રહેવાના ઝુંપડાવાળી
  જગા.
ભલા-સારા  [તેવાં
મીલનસાર-હળી જાય
પરોણા ચાકરી-મેમાન-
  ગીરી.
સાંભરે-યાદ.
વખાણ-ગુણ ગાવા.
ભારી-ત્રાસ આપનાર.
પૂજે-ચાકરી કરે
ખરચવા-વાપરવા.

### પાઠ ૧૮ મો.

શરીર-ડીલ
સ્વચ્છ-ચોક્ખું.
તમાશો-રમત.
ખેલવા-રમવા.
ખેલાડી-રમત કરનાર.
રૂપવાન-રૂપાળો.
વરખ-સોના કે રૂપાના
  ઘણા પાતળા પતરા.
વાળુ-રાતનું ભોજન.
બેભાન-ભાન વગરનો
રડારોળ બુમ પાડી રડવું.
પાડોશણ-બાજુમાં રહે-
  નાર સ્ત્રી
નવાઇ-અચંબો.
ફટાણાં-સુગ.
મોત-મરણ
ચોરી વળગી
ખુલ્લા-ઉઘાડા.
મુખ્ય-મોટી
મતલબ-હેતુ.
પાર પડતી-સફળ થતી
લૂછી નાખવું-લોહવું.
ઝટ-જલદી.
કરકરા-જાડા.

### પાઠ ૧૯ મો.

પ્રમાણિક-સાચવટવાળા.
ખેડુત-ખેતી કરનાર.
કણબી-ખેડુતની જાત
ઉદ્યોગી-મહેનત.
સહજ-જરા
ઉપજ-પેદાસ  [ રચ.
કરકસર-રીતસરનો ખ-
કાયદા-ગુણ  [ મરી
બચાવી-ફાજલપાડી સં-
હળ-જમીન ખેડવાનું
  લાકડાનું ઓજાર.
ચક્ર-ત્રાંબાનો કડા વાળો
  ઢંગ  [ સિક્કા.
સોના મહોર-સોનાના
ધનવાન-પૈસાદાર.
ઉતરે-પાછો પડે
અબાટ તમામ હકસાથે.
ફેંસલા ચુકાદો.
વિદ્વાન ભણેલા.
ચુકાદા ફેંસલા.
નિર્ણય-નક્કી.
બંધ બેસતી - ફાવતી,
  ગોઠતી.
પસંદપડી-ગમી.
ઇશ્વર કૃપા પ્રભુની મ-
  હેરબાની.
ખરેખર-સાચે.

પાઠ ૨૦ મો.

અંજામ અક્રિમ [ હુર.
પ્રખ્યાત- નામિચો. મશ
પાદશાહ-મુસલમાનરાજા
પરાક્રમી-બળવાન્.
શોખીન આનંદ લેનાર
આસરો-મદદ
દરબાર-રાજકચેરી.
ઉમરાવો જાગીરદારો, અમીરો
વિષયો-બાબતો.
પાર-છેડો. [તાનો ઉપરી
ખજાનચી-નાણા ખા-
હુકમ કર્યો-ફરમાવ્યું,કહ્યું
નામદાર-મોટાનામવાળા.
ફટકા-નેતર કે ચાબખા-ના ઝપાટા
અચરજ-નવાઇ.
હઠ-આડાઇ, જીદ.
આજીજી-કાલાવાલા
હળવે હેઠવે-ધીરે ધીરે.
વચન-બોલ.
નિશ્ચય-નક્કી, ઠરાવ.
શરૂ થયું-ચાલુ થયું.
બસ-થયું
ભાગીદાર-ભાગીઓ.
શરત-ઠરાવ.
હજુરમાં-રૂબરૂમાં.

લાંચીઓ-રૂશ્વત ખાનાર.
પહેરાવાળો-ચોકીદાર.
ગુસ્સો-ક્રોધ.
દ્રવ્ય-પૈસા. ધન
માનીતા-વહાલા.

પાઠ ૨૧ મો.

આખલો-સાંઢ.
મચ્છર-મગતરૂ.
તોફાની-મસ્તીખોર.
જંગલમાં-વગડામાં.
રીડ-ધાય.
કાયર થયો-કંટાળ્યો
આરી-ડામવટે નિશાન કરી
મરજી-ખુશી
ફાટ્યો-મસ્તીખોર થયો
માતેલો-ફાલેલો, જાડો.
ગર્વ-અહંકાર.
જબરો-બળવાન. [રતો
ગણગણતો-અવાજ ક-
નીચ-દુષ્ટ.
ચલાવવો-ઉગામવો.
પલકમાં-પળમાં, જરા-વારમાં
કચરી-ચગદી.
નબળો-જોર વગરનો.
યુક્તિથી-કળથી.
તોબા તોબા-હાય હાય.

પોકરાવી-બોલાવી.
ચટકા-ડંખ
કાલાવાલા-આજીજી.
નસકોરા-નાકના બાકાણાં.
ફુલાઇ-અહંકારી થઇ
શબ્દો-બોલ.
અભિમાની-અહંકારી
લાગ આવે-દાવ ફાવે.
ઉતારૂ-ઓછો કરૂ
સપડાયો-પકડાયો.
કાંકા-વલખાં.
છેવટે આખરે [ચારનો.
હલકામનનો-નીચ વિ-
ખૂબ-ઘણુંજ.
નમ્ર-ગર્વ રહિત
માઠા-ખરાબ.
હલકા-નીચ.

પાઠ ૨૨ મો.

સાચો બાળક-ખરૂં બોલનાર છોકરો.
મિત્ર-ભાઇબંધ.
પુસ્તકાલય - લાઇબ્રેરી, કિતાબખાનું.
વૃત્તાંત-હકીકત.
અભ્યાસ કરતા-ભણતા.
બાળપણની-નાની ઉમરની.
યાદ-સ્મરણમાં.

જાણવાજોગ — જાણવા જેવી.
ઇચ્છા-મરજી.
આનંદ-ખુશાલી.
કુહાડી-લાકડા કાપવાનું હથીઆર.
દ્વાર-દોર [પાસે
આગળામાં — બારણા
સુંદર સારૂં, શોભિતું.
વહાલું-પ્યારૂં.
કરમાઈ સુકાઈ.
ખબર જાણ.
હંમેશાના-રોજના.
નિયમ-ધારા
ધમકાવ્યા-દમ ભરાવ્યો
જવાબ-ઉત્તર [હોંશ્યો
આવીવઢ્યા-આવી પ-
સઘળાને-બધાને.
જરા-થોડા.
હિંમત-ધીરજ.
દીલગીરી-શોક.
અત્યારે-હમણાં.
કિંમત-મૂલ્ય.
લક્ષણ-ટેવ, ગુણ.
પારણું-ઘોડીઊં.
પંક્તિઓ-વખણાયો.

**પાઠ ૨૩ મો.**

સુલતાન-બાદશાહ.
અયાઝ-એકફકીરનુંનામ.
જંગલમાં-રાનમા, વગડામાં [વાની રમત.
શિકાર-જનાવર માર-
ઝડપથી-ઉતાવળે.
આરામ-આશા એશ.
નજરે-દ્રષ્ટિએ.
ફકીર-મુસલમાન સાધુ,
બંદગી-નીમાજ, પ્રાર્થના.
બરેબપોરે-મધ્યાન્હે.
તરસ-પ્યાસ.
પાક-પાવન, પવિત્ર.
અલ્લા-ખુદા
એહસાન-પાડ.
લાયક-જેવો.
હાજર-રજુ
બાવથી-હોશથી.
શાન-ઠંડો.
વિનંતી-અરજ.
જાગીર-જમીન.
ઉમરાવ-અમીર.
લાભ-ફાયદો.
સાન-અક્કલ, સમજણ.
સાંઇબાવા-ફકીરને બોલાવવાની રીત
સંબંધમા -વિષે.
અંદેશો-વહેમ.
અદેખાઇ-ખાર, ઇર્ષ્યા.
ઇલાજ-ઉપાય.
ભંભેરવા-ખોટું સમજાવવા.
અસલ-પ્રથમની.
સ્થિતિ-હાલત.
આભાર-ગુણ, પાડ.
ઇર્ષાખોર-ખારીલા.
દેશનિકાલ-દેશપાર

**પાઠ ૨૪ મો.**

પશુઓ ચોપગાંજાનવર.
પંચ-પાંચ, જાત.
વાદવિવાદ-તકરાર.
તુર્ત-તરત.
દરબાર-સભા.
ગણના-ગણતરી, મુજબ.
વલવલે -ટળવળે.
પય-દૂધ.
જુલમ-ત્રાસ.
પાર-છેડો.
વફાદાર-નીમકહલાલ.
પ્યારૂં- વહાલું. [આપું.
હલાલકરૂં બદલો વાળી
સેવા-ચાકરી.
માનવી-માણસ.
ભાર-બોજો.
લાધે-નાખે.
બીનતકરાર-વાંધાવગર.
તનતોડીને-જાતે દુ:ખ વેઠીને.
માલીક-ધણી.

| | | |
|---|---|---|
| પાંડ—વાંસા. | ઘટ- ઘણો સારો. | કરાર- વિસામો, સુખ |
| દરકાર—પરવા | સરદાર- ઉપરી | ગજ- હાથી. |
| સફર મુસાફરી | નિર્દોષી—નિરઅપરાધી. | અથડાય - કુટાય. |
| માર્ગ- રસ્તો. | ત્રાસ—હેરાનગતી. | ખલકમા—જગતમાં. |
| જળ—પાણી. | કસાઈ- ખાટકી. | દંડે- સજા કરે. |
| દુખ—દુઃખ. | કરથી—હાથેથી | કરતાર—ઇશ્વર |
| અંબાડી- હાથીનો સાજ. | ઠાર—મરીજવું. | કોપે—ગુસ્સે થાય. |

# કવિતાના અર્થ.

## ( ૧ )

**અન્વય**—પશુમાં એક તકરાર પડી ( તેથી ) પોતે વાદવિવાદ ચલાવા તુર્તે દરબાર ભરી અને ત્યાં નરનાર બેઠા.

**ગાય કહે**—હું ગાય ગરીબડી ( તેથી મારા ) ગુણોની ગણતરી કોણ કરશે ( મારા ) વાછરડા બિચારા વલવલે ને બીજા પય ખાય ( તો પણ ) જુલમનો ક્યાં પાર છે ?

**અર્થ**—ચોપગાં જાનવરમાં એક તકરાર પડી તેથી પોતે વાદવિવાદ કરવા માટે તરત એક સભા ભરીને ત્યાં સઘળાં નરનાર બેઠાં. એટલે ગાય બોલી—હું ગાય ગરીબડી પડી એટલે મારા ગુણોની બુજ કોણ કરનાર છે. મારાં વાછરડાં બીચારાં દુધ વિના ટળવળે છે ને તે દૂધ તો બીજા બીજા ખાઈ જાય છે તોપણ મારાપર ગુજરતા જુલમનો ક્યા પાર છે ?

## ( ૨ )

**અન્વય**—કુતરો કહે હું પ્યારૂં વફાદાર પ્રાણી ધણીનું ધાન ખાઈ મનમા માન રાખી તેનું નીમક હલાલ કરૂં છું ( અને ) રાતદિન સેવા કરનાર છું—વાદ૦

**અર્થ**—કુતરો કહે હું વહાલું નીમકહલાલ પ્રાણી છું ને ધણીનું અન્ન ખાઈ ધણીનું માન રાખી તેના ખાધેલા લુણનો બદલો વાળું છું અને રાત દીન સેવા કરૂં છું. પોતે૦

( ૩ )

**અન્વય**—ગધેડો કહે—મૂર્ખ માનવી મને હસે ( છે ) પણ ભાર કોણ ઉપાડે ( છે ) મણુંબંધી બોજા લાધે ને બીન તકરાર ચાલુ (તોપણ) કહો ( કે ) જન ઉપકાર કયા જાણે.

**અર્થ**—ગધેડો કહેછે કે અક્કલ વગરના માણસો મને હસેછે પણ સમજતા નથી કે ભાર કોણ ઉપાડે છે વજન બધી ભાર ભરે તોપણ વગર વાધે હું ચાલુંછું પણ કહો માણસો મારો ગુણ કયા જાણેછે. પોતે વા૦

( ૪ )

**અન્વય**—ઘોડો કહે-( હું ) તન તોડીને સેવા આપું,. કદી હાર આણી નહિ માલીકને પીઠપર સ્વાર કરી લઇ રસ્તો કાપું ( તોપણ ) કહો કોણ દરકાર કરે છે—વા૦

**અર્થ**—ઘોડો કહેછે. હું શરીરે દુઃખ વેઠીને ચાકરી કરૂં છું કોઇ વખત પાછો હઠું નહિ અને ધણીને વાસાપર બેસાડી મારગ કાપું છું તોપણ કહો કોણ મારી પરવા કરે છે.—પોતે૦

( ૫ )

**અન્વય**—ઊંટ કહેછે.-મુસાફરીમાં માર્ગ કાપવા હું દૂર સફર કરૂં ( છું તોપણ ) કોઈ ક્રુરમુસાફર જળકાજે મુજ જીવ લીએછે ( પણ ) હું મરતાં પરોપકાર કરૂં છું—વા૦

**અર્થ**—ઊંટ કહેછે કે મુસાફરીમાં રસ્તો કાપવા વાસ્તે હું ઘણી લાંબી મુસાફરી કરૂં છું તોપણ કોઈ દુષ્ટ વટેમાર્ગુ પાણીને માટે મારો જીવ લે છે છતાં મરતાં મરતાં પણ હું તેની તરસ મટાડીને પરોપકાર કરૂં છું —પોતે વા૦

( ૬ )

**અન્વય**—હાથી કહે-રાજાની અંબાડી કેરો મુજપર આધાર છે મુજ પગલાંથી સ્વારી શોભે ( ને ) વળી દરબાર દીપે છે ( માટે ) પશુમાં હું એમ સરદાર છું—વા૦

**અર્થ**—હાથી કહેછે કે રાજાની અંબાડીનો મારાપાર આધાર છે મારા પગલાથી સવારી શોભે છે અને વળી દરબાર પણ શોભે છે તેથી પશુમાં હું મોટો ઉપરી છું–પોતે વાદ૦

(૭)

**અન્વય**—બકરો કહે–( હું ) તલ ત્રાસ આપું નહિ, તોય માણસ મારૂં માસ ખાવા કાજે તપે છે ( અને ) કસાઇ કરથી ઠાર બનું છું ( કહો ) નિર્દોષિને ન્યાય ક્યા મળે–વાદ૦

**અર્થ**—બકરો કહે કે હું જરાપણ દુઃખ આપતો નથી તો પણ માણસ મારૂ માસ ખાવા માટે તલપે છે અને ખાટકીના હાથથી કપાઈ જાઉંછું કહો કે નિરપરાધી ને ક્યાં ઇન્સાફ મળે છે–પોતે વાદ૦

(૮)

**અન્વય**—બળદ કહે છે–મુજબળથી ખેડુત હળખેડે, મુજપર કુલ આધાર હુંજ વાહન કે વ્યાપાર ( નો ) રોજનો બોજ ઉપાડું તોય ઘડીનો કરાર ન હોય–વાદ૦

**અર્થ**—બળદ કહે છે કે મારા જોરથી ખેતી કરનાર હળખેડે છે. મારા પર તમામ દુનિયાનો આધાર છે. હુંજ સ્વારી કે વેપારનો રોજનો ભાર ઉપાડું છું તો પણ મને ઘડીની આરામેસ હોય નહિ–પોતે વાદ૦

(૯)

**અન્વય**—ખર, બકરોને બળદીઓ ગજ, ઘોડોને ગાય ( વગેરે ) પ્રાણી બીચારા પારકી આશા પર અથડાય ( છે ) જો ખોટાં કામે ખલ-કમા દરબાર દંડે ( તો ) પશુ પંખીને પીડતાં કીરતાર કોપે નહિ?

**અર્થ**—ગધેડો, બકરો, બળદ, હાથી, ઘોડોને ગાય વગેરે પ્રાણી બીચારાં પારકી આશા ઉપર કુટાય છે. જો ખોટા કામ કરવાથી દુનિયામાં જ્યારે સરકાર સજા કરેછે તો પછી પશુ પંખીને દુઃખ દેતા પરમેશ્વર કેમ ગુસ્સો ન કરે? કરેજ.

### પાઠ ૨૫ મો.

ગુનો—વાંક.
કબુલાત—માનવું.
ધક્કો—હડસેલો.
આરસો—તકતો, આયનો.
ફૂટયો—ભાંગ્યો.
મા—નહિ.
બહાર—બારણે.
કસુર વાંક, ભુલ.
કદાચ—કદી [ હાર.
જાણે અજાણે—ધ્યાન બ-
નારાજ—નાખુસ.
બીક—ડર.
ઉદાસ—દીલગીર.
કમો—કાંઈપણ.
દોષ—વાંક.
સંતાડવા—છુપાવવા.
સુધારી—બતાવી.
સજા શિક્ષા.
સહન કરે—વેઠે.
સદ્ગુણી—નીતિવાળા.
નીવડે—થાય.

### પાઠ ૨૬ મો.

મઝાની—સુંદર.
નિશાળ—શાળા, સ્કુલ.
બાળાઓ છોકરીઓ
રંગ બેરંગી—જુદી જુદી
 જાતના રંગના.
ગળપટા—ગળે વીટાળ
 વાનો પટો
ગૂંથે—જકડે
નામા—હિસાબ લખવો તે
લેખાં—મોના હિસાબ ગ-
 ણવા તે.
ઘાટ—આકાર
પ્રદર્શન—બધી વસ્તુઓ
 ગોઠવીને મૂકેલી તે.
ઉપયોગમા—ખપમા.
ચીજો—વસ્તુઓ.
સાદડીઓ—ચટાઇઓ
આનંદથી—મોજથી.
ચિત્રકામ ડ્રૉઈંગ.
તલ્લીન—એક ધ્યાન.
વિષય—બાબત.
ખુબી—બલિહારી

લાયક—લાયકીવાળા.
વર્તેછે—ચાલેછે.

### પાઠ ૨૭ મો.

સંઘરો કરવો—એકઠું કરવું
કુદરત—ઇશ્વરી ચમત્કાર.
અવલોકન—ધારીને જોવ.
રાજધાની—રાજગાદી.
કિલ્લા કોટ.
રચના—ગોઠવણ.
ખાણ—અનાજ ભરવાનો
 મોટો ખાડો.
ભુકરો—એક જાતનો ગો-
 ચો પત્થર.
ગંજી—ઢગલો
અગત્યની—જરૂરની
આગગાડી—રેલગાડી.
આગબોટ—વરાળથી ચા
 લનારૂં વહાણ.
સાધનો—સાહિત્યો.
પુષ્કળ—ઘણુંજ.
નાણું—પૈસો.
દ્રવ્ય—નાણું.
અવારનવાર—વારા ફરતી

## કવિતાના અર્થ.

કીડી એ જંતુની જાત છે તો પણ જુઓ તે કેવી ડાહ્યા ઓકડો કરે છે. અને બધી સાથે મળીને હમેશાં સંપથી દરમા રહેછે.

### પાઠ ૨૮ મો.

પરબ-તરસ્યા માણસોને પાણી પાવાની જગ્યા.
ડોળા-મોટા.
અહેદ-ભોળા
પિત્તળ-ત્રાંબાને જસતની મેળવણીથી બનાવેલી ધાતુ
પ્યાલા-જામ, પવાલા.
લોટા-કળશીઆ
મજુર-હેલકરી.
કઠિઆરા-લાકડાં વેચનાર
તડકામાં-તાપમાં.
ભારા લાકડાની જુડીઓ
ઉપાડી ઉચકી
વિસામો-થાક, આરામ
ઉપજ-પેદાશ. [ નથી.
ખરાદિલથી ગાયા અ-
આશીર્વાદ-આશિષ.
ટાળવામાં-નાશકરવામાં.
મનોહર-રમણીક.
શીતળ ઠંડી
સમીદા-દાનમાં.

### પાઠ ૨૯ મો.

શેખચલ્લી-તરંગી.
તરંગો-ખોટા વિચાર, મનના [illegible].
તર્ક-વિચાર.
ઉડાવે-દોડાવે.
ચિંતા-ફીકર. [ ઓ.
માટલો-માટીનો ઠારી-
મરઘી કુકડી.
ઉદ્યમે રોજગારે.
વળગ્યો-લાગ્યો.
ક્યારનો-કેવારનો.
માફક-પેઠે.
પંડિતો-વિદ્વાનો.
ચેતવ્યો-જાણીતો કર્યો

### પાઠ ૩૦ મો.

પતંગ-કનકવા.
ઉડાવવા-ચગાવવા.
નારાજ નાખુશ
ગભરાઓ-અકળાઓ.
સપાટા-ઝપાટાથી
બાઝી-વળગી.
મદદ સહાય.
કામરથનું કરાવતું
પ્રયાસ મહેનત, યત્ન.
ફાવ્યો-પાર પડ્યો.
આસમાન-ગગન.

### પાઠ ૩૧ મો.

ડોલે-હાલે.
તરુવર-ઝાડ.
ઝુલાવે-હીંચોળે. [ તેવાં.
મનોહર-મનને ખુશી કરે
ગાન-ગાયન.
ધ્યાન ધરવું-ઇશ્વર સ્મરણ કરવું.
વને-વનમાં.
કલ્લોલ-આનંદ.
ચણતાં-વીણી ખાતાં.
જળધારે-પાણીને ઓવારે
નીજ-પોતાને
પોઢે-સુવે.
માળે-માળામાં
જપતા-નીગાત થતી.
મળસ્કે-પરોઢીએ.
ધાય દોડે.
પ્રીતે-હેતથી.
દીનાનાથ-પરમેશ્વર.
મધુરાં-મીઠાં
નિર્મળ-ચોકખું.
ઠરે-વિસામો લે.
[illegible]-ઠરાવે.
પંડ ઇચ્છાપ્રમાણે.
વશ-તાબે
વિપત્તિઓ-આફત.
શોધી ખોળી.
કામધેનુ-મનધાર્યું આપનારી ગાય.
ચિંતવ્યા-મનમાં ઇચ્છ્યા.
અપાર-ઘણું.

# કવિતાના અર્થ.

(૧)

**અન્વય**—તરૂવર ડાળીઓ ડોલે, પવન પાન ઝુલાવે, મનોહર પંખીઓ સુંદરગાન ગાતા ઊડે, (તે) સુંદર ગાન ગાતા, ઇશ્વરનું ધ્યાન ધરતા, (ને) વને કલોલ કરતાં, રોજ આનંદે ફરતા સંપે સાથ રહેતા, પ્રીતનો પડદો ખોલે, તરૂવર ડાળીઓ ડોલે, (તેથી) પંખી રોજ સુખીઆ (છે.)

**અર્થ**—જંગલમાં ઝાડોની ડાળીઓ ડોલે છે અને જાણે પવન પાંદડાંને હીંચોળતો હોયની, તે વારે મનોહર પંખીઓ મજાના ગીત ગાતા ઉડે અને તે મજાના ગાયન ગાવા ને વળી પરમેશ્વરનું ધ્યાન ધરતા (દેખાય છે) વળી પંખીઓ વનમાં આનંદ કરતા ફરતા દેખાય છે અને સાથે સંપથી રહે છે તથા હેત પ્રીતનો અંતરાય તુટી જઈ પ્રેમમાં વધારો થાય છે. આવીરીતે ઝાડોની ડાળીઓ હાલે છે તેથી પંખીઓ રોજ સુખીઆં છે.

(૨)

અન્વય— કોઈ વનફળ ખાય છે, કો કણ ચાંચના જાય છે, કોઈ ફૂલ [illegible] કોઈ વનપાન ખાય (છે) કોઈ વનસ્પતિ ખાય ને જળ ઘાટે [illegible] (જઈ) સૌ મળી [illegible] ન્હાય પછી નિજ વાટે [illegible] સાંજે [illegible] પેસે (અને) બાળક જોઈ જ [illegible] (વળી) સવારે ઉઠી [illegible] (ને) કોઈ વનફળ ખાય છે

અર્થ— કેટલાક વનમાંની ફળ ખાય છે. કેટલાક દાણા વીણી ખાતા જાય છે [illegible] ચાંચમાંથી રસ ચૂસે છે. કેટલાક ફળફૂલ, [illegible] અને ઝાડોના પાંદડાં ખાય છે કોઈ [illegible] ખાય અને પાણીના ઓવારા તરફ દોડી જાય ને ત્યાં બધાં ભેગાં થઈ હળીમળી ન્હાય, પછી પોત પોતાને રસ્તે પડે સાંજે માળામાં સુએ અને પોતાના બચ્ચાં જોઈ નીરાંત વળે, મોટા પરોઢીઆમાં ઉઠીને જંગલમાં દોડે અને કાંઇ કોઈ વનફળ ખાય છે.

(૩)

**અન્વય**—બની ભાતનાં ફળ ઝુલે વિધવિધ જાત મેવો દીનાનાથ દીધો (તે) સૌ પંખી પ્રીતે જમે. દીનાનાથ ખેતરમાં પાક પૂરો દીધો (તેઓ ટ-

લોકે ) ખંત રાખી ખાઓ ( તોપણ ) મધુરો માલ ખુટે નહિ. (તે ખાઇ) સદા સંતોષ ધરી નિત્ય નિર્મળ જળ પીએ ( પછી ) નીજ ઠામ આવી ઠરે-ફળ ભલી ભાતે ઝુલે.

અર્થ—સારી રીતનાં ઝુલતાં ફળ અને જુદી જુદી જાતનો મેવો પરમેશ્વરે આપ્યો છે તે પખીઓ બહુ હેતથી ખાયછે વળી પરમેશ્વરે ખેતરમાં પુરેપુરો પાક આપ્યો છે તે એટલો આપ્યો છે કે ખંત રાખીને ખાખાજ કરે તોપણ એ મીઠો માલ ખૂટે નહિ તે ખાઇને હમેશા સંતોષ રાખી નિત્ય ચોખ્ખું પાણી પીએ અને પોતાને ઠેકાણે આવી શાંત થાયછે અને ફળો સારી રીતે ઝુલેછે.

## ઉદ્યમ વિષે.

અન્વય—ઉદ્યમથી એકલો ( હોય તોપણ ) હજાર ને હઠાવીદે. ઉદ્યમથી ધાર્યું ધન ધાન્ય મેળવાય છે ઉદ્યમથી રાજ અધિકાર કાંઇ દૂર નથી. ઉદ્યમથી દેવ દાનવ વશ કરાય છે. ઉદ્યમથી તરત વિપત્તિઓ વેરાઇ જાય, ( વળી ) ઉદ્યમીઓ ધૂળમાંથી પણ સોનું શોધી જાયછે. અરે બાળ તું તો ઉદ્યમને કામધેનુ જાણ ( તેથી ) ચિંતવ્યા પ્રમાણે અપાર લાભ પમાય છે.

અર્થ—ઉદ્યમથી માણસ એકલો હોય તો પણ હજારો માણસને હઠાવીને પોતે આગળ પડે. ઉદ્યમથી મરજી પ્રમાણે ધન ધાન્ય મેળવાય છે. ઉદ્યમથી રાજ અધિકાર લેવા હોય તેપણ છેટે નથી મતલબ કે તેપણ મળેછે ઉદ્યમથી દેવ અને દૈત્યો પણ તાબે થઇ જાયછે. ઉદ્યમથી બધી આફત જતી રહેછે વળી ઉદ્યમ કરનાર માણસો ધૂળમાંથી પણ સોનું ખોળી જાય છે. માટે હે બાળકો તમે ઉદ્યમને ઇચ્છેલું આપનારી ગાયના જેવો ગણો કારણ કે તેથી પણ એ ગાયની પેઠે મનમાં ઇચ્છ્યા પ્રમાણે ઘણા લાભો મળેછે માટે સૌએ આળસ છોડીદઇ ઉદ્યમ કરવો.

### પાઠ ૩૨ મો

પટેલ—ગામનો ઉપરી.
અજાવેલી—કરેલી.
વંશપરંપરા પેઢીદરપેઢી
ભોગવટા—વાપર, વપરાશ [ખેડાય તેટલી
સાંતીની—એક હળ વડે
પ્રકાર—જાત, વર્ગ.
લાડમાં—પ્યારમાં.
ઉછરેલો—મોટો થએલો
સાથી—ભાગીઆ, સોબતી.
ભુખ્યા ખળ.
પુંજી—દોલત.
ઈચ્છતા—મરજી કરતા.
ટહેલી—ખડકી.
ઝુકો—હોકો, ગુડગુડી.
સમાન—જેવું.
બળ—જોર
મેઘ—વરસાદ.
જળ—પાણી.
નજર—દેખરેખ.
ખાતરી—વિશ્વાસ.
ભાદક—પોઠ.
મદદ—સહાય.

### પાઠ ૩૩ મો.

આકબાઈ—સફાઈ.
બેનપણી—સખી.
પીડાય—દુઃખી થાય.
ગંદુ—ઓળ્યું, ગોબરૂં.
નીરોગી—આરોગ્ય.
જરૂર—ખપ, કામ.
ઠામઠામ—ઠેકાણે ઠેકાણે
જંતુઓ—જીવડા.
સુધરતી—સારી થતી.
ખુલ્લા—ઉઘાડા
બિછાનાં—પાથરણાં
બીનારા—ભેજ.
મેલું—ગંદુ
ચકતી—કળ, ઢાંક
એકઠું—ભેગું
લકવા સડીવાનો રોગ
જાજરૂ—સંડાસ.
મોરીઓ—ગટરો. [દુર્ગંધી ખરાબ વાસ, બદન—બીભત્સ.

### પાઠ ૩૪ મો.

જીર્ણ—ઘરડા.
ખાટલી—મોટા.
નિશ્ચય—ઠરાવ.
સમાચાર—હકીકત.
ફેલાતાં—ખબર પડતાં.
અદેખાઈ—ખાર દ્વેષ.
ઉથાપશે—લોપશે ફેરવશે
સંદેહ—શક, વહેમ.
સલાહ—વિચાર.
વરદાન—રાજીથઈ માગવાને આપેલું વચન
વનવાસ-વનમાં રહેવાનું
શોક—દીલગીરી.
દેહ મુક્યો—મરણ પામ્યા
પ્રજા—રૈયત.
ધિક્કાર—વખોડવું

### પાઠ ૩૫ મો.

નટ—અંગ કસરતના ખેલ કરનાર.
જોસથી—જોરજોર.
ખુબી સફાઈ.
ગુલાંટ—ગોથું
ઝળકતા—ચમકારા.
ચમકે—ઝળકે
શાબાસ—વાહવાહ.
દરકાર—પરવા.
સ્થિર—ટટાર.
સફાઈ—ખુબી.
ચમત્કાર—નવાઈ.
નજરબંધી—જોનારની આંખને ભુલાવામાં નાખવી તે.
ખુબીદાર—ચમત્કારી.

### પાઠ ૩૬ મો.

ગ્રીષ્મ—ગરમ ઋતુ.
મહિમાય—મોટાઈ.
નિરખી—જોઈ.
શીતળ—ઠંડી.
કોકિલા—કોયલ.

**અન્વય**—અતિતાપ પડે ( તેથી ) શાખ થઈ ખરે, ( પછી ) રસદાર ( થઈ ) સુકેશરી રંગ ધરે. તે રસથી જગનું ચિત્ત હરતી કેરી તણી ખુબી દીલમા ઠરતી ( છે ).

**અર્થ**—એ ઋતુમાં ઘણોજ તાપ પડેછે તેથી કેરીઓ ઝાડપર પાકીને ખરી પડેછે પછી ઘણા રસવાળી થઈ તેનો સારો કેશરીઓ રંગ થાય છે ને રસથી બધા લોકોનું મન પોતા તરફ ખેંચે છે એવી કેરીની ઘણી બલિહારી મનમા લાગેછે.

**દોધક છંદ.**

( ૧ )

**અન્વય**—જુઓ ગ્રીષ્મ ઉકળાટ ધરેછે, પંખી ઉડી વનેવન ફરેછે હું ( કોયલ ) ટહુકે જન ચિત હરૂ છુ ( અને ) આમ્ર તરૂપર વાસ કરૂ છુ.

**અર્થ**—જુઓ આ ગરમીની ઋતુમાં બફારો ઘણો થાયછે. પંખીઓ ઉડીને વનેવન ફરેછે કોયલ પોતાના ટહુકાથી માણુસોના મન હરેછે અને આંબાના ઝાડપર રહેછે

( ૨ )

**અન્વય**—હું શ્યામ શરીર વડે પરખાઉં ( અને ) કોમળ કંઠ વડે વખણાઉ ( વળી ) સંગિતના સૂર સમજાવું ( છુ ) અને મનોહર વાડી ખૂબ ગજાવું ( છું ).

**અર્થ**—હુ મારા કાળા રંગના શરીરથી ઓળખાઉંછું અને મારા મધુર ગળા ( સાદ ) વડે વખણાઉં છું હું માણુસોને ગાયનના તાલ સમજાવુ છુ. અને મનને આકર્ષણ કરે એવી રીતે બાગને ઘણોજ ગજાવી મકું છુ.

**નારાચ છંદ.**

**અન્વય**—જુઓ આ બાગ મધુર મોગરે રૂપેરી ( હોય તેવો ) દીપે ( છે ) વેલમા ફુલેલ કળી અંગમા સુગંધ ભરેછે. ( એવો મોગરો ) હું અનેક પાંખડી પ્રસારી ઝારી રૂપ બન્યો છું ( અને ) મને ગ્રીષ્મના પ્રફુલ્લ બાગ સહુજને ગણ્યો ( છે. ).

